# સ્નેહનગરનાં સંસ્મરણો

યાને

# કૃષ્ણોત્સવ કાવ્ય પ્રશસ્તિ.



સ્નેહનગર સંસ્મરણ આ, રહેશે શશિ, ભૂમિ સૂર્ય;
**પ્રેમી કૃષ્ણ** શુભ લગ્ન ને, તાજ ક્રિયા માધુર્ય.

૧૯૮૭ વૈશાખ શુક્લ પ્રતિપદા—ચતુર્થી.

**કાશીરામ ભાઇશંકર ઓઝા પ્રેમી.** અમદાવાદ.

હો વ્હાલા વ્રજરાજને વિનયથી, વંદે વિધિ, વંદના,
સ્થાપે ધર્મ સનાતને સુખદ જે, સોહાવતા સ્યંદના;
વેદોએ વિબુધ્ધા અને વિશુધ્ધના, વર્ણ્યા વિશેષે કરી,
**પ્રેમી** કૃષ્ણકુમાર કૃષ્ણ દિસતા, ઐશ્વર્ય એવું ધરી.



...મુદ્રણાલય
...દાસ શંકરદાસ
ગાંધીરોડ—અમદાવાદ.



श्री गणाधिपतये नमः

## આદ્ય પ્રાર્થના.

શ્રી ગણનાયક ગણપતિ, ગુણનિધિ ગુણ ગંભીર;
મંગળ મુહુર્ત્તમહીં મહી, સ્મરાય ધારણધીર.
રિદ્ધિ, બુદ્ધિ ને સિદ્ધિનો, નિદ્ધિદાતા એક;
શાતા, સાત્વિક સૃષ્ટિમાં શાતા ગુણિયલ નેક.

બ્રહ્માણી, બ્રહ્મવાદિની, બ્રહ્મસુતા, બ્રહ્માંડ વ્યાપી રહી,
ત્રૈલોકે ત્રીપુરા, ત્રીભુવનતણી, ત્રીયા ત્રીગુણી સહી;
**પ્રેમી** પ્રેમપ્રભાવ એ પ્રતિકૃતિ, પ્રેમાંશી પ્રેમે કહી,
ઉદ્ધારે અવનીમહીં અણુજની, આરાધું આદ્યે અહીં.

### મંગળ મુહૂર્ત

શુભ સંવત ભક્તિ, શશિ, મુનિ, વસુ, સુખકાર;
સ્નેહ નગર સોહામણું, **પ્રેમી** બન્યું પ્રિયકાર.

આવી અમંદ રૂતુ ગ્રીષ્મ અનેરી આજે,
ફાલી ફુલી નવીન પલ્લવથી સુસાજે;
આપે અમીરસ ભર્યાં ફલ આમ્ર મીઠાં,
સ્વાદે સુઅમ્રત સમા સુરભૂ ન દિઠાં.

વૈશાખ માસ રમણો, જગ લોક ભાવ્યો,
શુકલા શરૂ પ્રતિપદા સ્થિરવાર આવ્યો;
સ્નેહ નિવાસી પુર સ્નેહ જને વધાવ્યો,
આનંદકારી શુભ મંગલ મુહૂર્ત લાવ્યો.
ઇંદ્રાસને સુભગ ઇંદ્ર સમા બિરાજે,
રાજેંદ્ર શ્રી કૃષ્ણકુમાર નૃપાલ આજે;
આનંદ ઉત્સવ ભૂમિ સુર જેમ છાજે,
વંદે પ્રજા પ્રણયથી શુભ કૃષ્ણ-તાજે.

## સ્નેહનગરની શોભા

ભાવનગર ભર્યું ભાવથી, અભાવની નહિં વાત;
સ્વર્ગભોમ તરૂ કલ્પસમ, દે ઇચ્છિત સાક્ષાત.

દિપોત્સવી સમ દીપમાળથી ઝળહળ જ્યોત પ્રકાશે છે,
વિદ્યુત અવનવ રંગી વ્યોમે વિશ્વ નૂતનતા ભાસે છે;
પ્રભા પ્રકાશિત પ્રેમ પ્રફુલ્લિત પ્રણયથકી પ્રસરાવે છે,
સ્નેહનગરના શુભ સંસ્મરણો સૃષ્ટિ સ્નેહ સજાવે છે.
નવપલ્લવ તોરણ સ્થળ સ્થળનાં તાર એકયતા સાંધે છે,
ધ્વજા-પતાકા વિધ વિધ રંગી હૃદય સ્નેહિનાં બાંધે છે;
લીલોતરી હરિયાળી ભૂમિથી ગ્રીષ્મ-શિતળતા આવે છે,
સ્નેહનગરનાં શુભ સંસ્મરણો સૃષ્ટિ સ્નેહ સજાવે છે.
સ્વાગત કેરાં દ્વાર સુશોભિત ગોપુરમ દિલ ઠારે છે,
અલબેલી અલકાપુરી શોભા ભાવપુરીથી હારે છે;
સ્થળ સ્થળ જોતાં અધિક નવિનતા મન મોદે મલકાવે છે,
સ્નેહનગરનાં શુભ સંસ્મરણો સૃષ્ટિ સ્નેહ સજાવે છે.

"ભલે પધાર્યા—વેલકમ" આદિ સુવાક્ય શાંતિ સારે છે,
પથિક જનોના હૃદય ઉમળકા ભાવભર્યા એ વધારે છે;
મોંઘેરા મીજબાન માનભર હૃદય કમળ વિકસાવે છે,
સ્નેહનગરનાં શુભ સંસ્મરણો સૃષ્ટિ સ્નેહ સ્રજાવે છે.
રંગ બેરંગી મેડી અટારી, બઝાર બહુ હરખાવે છે,
વિવિધ હવેલી, મહેલાતોની હાર હૃદય લલચાવે છે;
લોક થોક ટોળે મળી જોતાં સ્વાગત કરતાં ચલાવે છે,
સ્નેહનગરનાં શુભ સંસ્મરણો સૃષ્ટિ સ્નેહ સ્રજાવે છે.
લિલમ, મોતી, પીલ ગાર્ડન, બાર્ટન, ગંગા દહેરી શોભે,
હાઈ કોર્ટ, હાઈસ્કૂલ કોલેજજ સાચવે સુંદરતા મોભે,
યશોનાથ સર ગામતણું વિકટર સ્કવેરસુ દિલ ભાવે છે,
સ્નેહનગરનાં શુભ સંસ્મરણો સૃષ્ટિ સ્નેહ સ્રજાવે છે.

મંગલ મંડપ નવીન ભાસતો સમીઆણો ઉભો કીધો,
શુભ કાર્યની યાદગીરીમાં ભાવ પ્રજાને જે દીધો;
નવિન યુગની નવિન સવડતા નિપુણ મનુષ્ય મોહાવે છે,
સ્નેહનગરનાં શુભ સંસ્મરણો સૃષ્ટિ સ્નેહ સ્રજાવે છે.
શુભ મહોત્સવ નિરખવાને પચરંગી લોકો આવ્યા,
માનવંત મહેમાન રાજવી, રાજવંશીઓ દિલ ભાવ્યા;
વિદેશીઓને અન્ય જનો જે રાજ સબંધ ધરાવે છે,
સ્નેહનગરનાં શુભ સંસ્મરણો સૃષ્ટિ સ્નેહ સ્રજાવે છે.
ગૌરવવંતુ ગુણિયલ ગોહેલ પાટનગર એ ભાવ ભર્યું,
**કૃષ્ણોત્સવથી** કમનિયતાએ સૃષ્ટિ તણું નૂર-તેજ હર્યું;
વિશિષ્ઠતા વિશ્વે વખણાતી, **પ્રેમી** પ્રભા પ્રસરાવે છે,
સ્નેહનગરનાં શુભ સંસ્મરણો, સૃષ્ટિ સ્નેહ સ્રજાવે છે.

## રાજ્યારોહણ ક્રિયા

ચડતે પો'રે શહેરમાં, મચી આનંદની ધુમ,
ઘરઘર અક્ષત સાથીઆ, પૂર્યા શ્રી કુમકુમ.
રંઘોળી રંગરંગની, ચિત્રામણ મશહુર;
જાણે આવી દિપોત્સવી, પ્રગટ્યાં ઉર અંકુર.
શાણી સહિઅર સાથમાં, ગાએ મંગળ ગીત;
વાદ્ય દુદુંભી વાગતાં, ચતુર ચોરે ચિત્ત.

સરકરકે લંકાગઢ, આયે અયોધ્યા **રામ**,
રાજપદ પ્રાપ્તકર, પ્રજા તોષ દીયો હે;
વિજયવંત હોત કુરૂ, આયે હસ્તિનાપુર,
ધર્મ રાજકારભાર ધર્મે કર લીયો હે;
ગોહિલ કુળ ભૂષણ **ભાવનગ્રકે** ભૂપાળ આજ,
કૃષ્ણકુમારસિંહ કોડ પૂર રીયો હે;
આનંદકે ઉત્સવમેં **પ્રેમી** પ્રજાકો નાથ,
ધારણકર રાજદંડ આશ પૂર્ણ કીયો હે.

ઊગ્યો રવિ આનંદનો સોનેરી કિરણો સારતો,
સ્નેહીનગરનાં સ્નેહીજનનાં હૃદય કમળો ઠારતો;
ખીલી પ્રફુલ્લિત પાંખડી પરિમલ પરાગ છવાય છે,
મહારાજ **કૃષ્ણકુમાર** તખ્તનશીન આજે થાય છે.
આશા હતી બહુ સમયથી પ્રેમી પ્રજાના હૃદયની,
તે પૂર્ણ થાતાં શાંતિ પામે સુભગ ઉર્મિ ઉભયની;
લખતાં અને કથતાં સ્થિતિ ના કલ્પના કલ્પાય છે,
મહારાજ **કૃષ્ણકુમાર** તખ્તનશીન આજે થાય છે.

છે જગતના ઇતિહાસમાં સૌરાષ્ટ્રની શૂરવિરતા,
ગૌરવભર્યા ગોહિલની તેમાં ગણાએ ધિરતા;
ભાવિક **ભાવ**નગર તણા ભડવીર ભૂપ ગવાય છે,
મહારાજ **કૃષ્ણકુમાર** તખ્તનશીન આજે થાય છે.

બંકા વિજયસિંહે ખરા ડંકા વગાડ્યા વિજયનાં,
યશવંત યશનામી થયા યશ પામતા જગ હૃદયનાં,
તખ્તેશ ધર્મ-ઉદારતા પ્રાતઃસ્મરણિય સ્મરાય છે,
મહારાજ **કૃષ્ણકુમાર** તખ્તનશીન આજે થાય છે.

વત્સલ પ્રજા ભાવો ભર્યા ગુણગ્રાહી **ભાવ** ભૂપાળશ્રી,
યદુવંશના યશોદાસમા **નંદકુંવરબા** મહારાણીની;
શુભ કુખથી ઉત્પન્ન થયાં શ્રી કૃષ્ણ-કૃષ્ણ કથાય છે,
મહારાજ **કૃષ્ણકુમાર** તખ્તનશીન આજે થાય છે.

શૂરવિરતા, ધિરતા, અને યશભાગ્ય, ધર્મ-ઉદારતા,
ગુણગ્રાહ્ય ભાવિક ભાવ ભૂપતિ-નંદનંદન સ્થિરતા;
દૃઢતા, મનોબળ માતનાં, સહુ ભાવ ઐક્ય સ્રજાય છે,
મહારાજ **કૃષ્ણકુમાર** તખ્તનશીન આજે થાય છે.

સંસ્કારી સર પટ્ટણી સમા શુભ રાજ્ય શુભેચ્છક મહા,
સંસ્કિત બનાવ્યાં સેવ્ય સેવક રાજ રીત શીખવી અહા !
વિશિષ્ટતા એ વિશ્વમાં વંદાય જે વખણાય છે,
મહારાજ **કૃષ્ણકુમાર** તખ્તનશીન આજે થાય છે.

ધ્રુજવે ધડાકા તોપના પ્રતિધ્વનિત વ્યોમ-ધરા અને,
મૃદુ વાદ્ય વાગે દેવનાં કૃષ્ણ બેસતાં સિંહાસને;

અમરી-અમર વેદશાસ્ત્રનાં આશિર્વચન ઉચરાય છે,
મહારાજ **કૃષ્ણકુમાર** તખ્તનશીન આજે થાય છે.

નજરાણેથી નિવાજતા કરી ધોગ સુભગ ઇચ્છતા,
રાજસેવક, સ્નેહિ, સજ્જન, રાજવંશી દીસતા;
કોવિદ, કવિ, ચારણ, સુભટ કવિતા વડે ગુણ ગાય છે,
મહારાજ **કૃષ્ણકુમાર** તખ્તનશીન આજે થાય છે.

રાજગઢે ધ્વજ રાજનો ફરકે વિજયવંત;
**પ્રેમી** પ્રજા વંદન કરે, **કૃષ્ણરાજ** ગુણવંત.

પામ્યા પુણ્યપ્રભાવથી પુરવના, ગાદી મહારાજ આ!
વંદે વિશ્વ સિંહાસને નમનથી, સૌભાગ્યશાળી મહા!
ગાએ ગૌરવ ગુણગાન યશનાં, વિશ્વેશ વિભૂતિ તે,
સ્નેહે શ્રી શિરતાજ સ્નેહપુરનાં, શોભાવશો વિર એ.

પામો ઈચ્છિત વિશ્વમાં હૃદયનાં, રક્ષો પ્રજા પ્રેમથી,
પાળો પુત્રસમી સુલાડ લડવી, નીતિતણાં નેમથી;
સોંપાયું તમ ચરણમાં વિધિ પ્રજા, વિવેક વિચારશો,
**પ્રેમી**, **કૃષ્ણકુમારસિંહ** પ્રણુયે, પ્રેમી બની તારશો.



## લગ્નોત્સવ

શ્રી શુભ ગણપતિ ચોથને, સૌમ્યવાર શુભકાર;
વિજયકુંવરબા કૃષ્ણશ્રી, લગ્નોત્સવ નિરધાર.
મંડપ મુહુર્ત્ત વિધિ કરી, સ્થાપ્યા ગણપતિ દેવ,
ભૂદેવને ભોજન મળ્યા, દે આશિષ તતખેવ.

ચંદ્રના કિરણની શુભ શરૂઆત થઈ,
શાંતિકર સ્નેહજન સુખ પામ્યાં;
ચતુર ચાતકતણાં મન મનોરથ ફળ્યાં,
પ્રીતિનાં રજકણો હૃદય જામ્યાં.

ખીલતાં પોયણાં ગેલ સરતટ કરે,
શિતળ શશિ મૂખ વિકાસી રહે છે;
ભાવપૂર ભૂપતિ કૃષ્ણ લગ્નોત્સવે,
પ્રિયજનો લ્હેર આનંદ લહે છે.

ફાલતી ફૂલતી વાડીઓ કુસુમની,
વિટપ વન ઉપવનો શિર ઝૂકે;
લલિત લલના મૃદુ ગીત લાલિત્ય ભર્યાં,
અમર-અમરાંગના માન મૂકે.

રાજ વરરાજ સાજે ફુલેકે ચઢ્યાં,
સ્નેહપુર વાજી ગાજી રહ્યું છે;
સાજને મહાજને રાજ મહેમાનથી,
પ્રેક્ષકો પૂર સરિતા વહ્યું છે.

હય હણેણાટને ઝૂલતા હસ્તિઓ,
પાયદળ ફોજની મસ્તી જોતાં;

પાલખી આરબો ઝાડ ફૂલ દિપકનાં,
રીઝવે બેંડ, નોબત સરોતા.
રાજનિશાન, ડંકા બંકા ભૂપનાં,
રાજ આભૂષણો લલિત લહાવે;
દિવ્ય દિપમાળથી વ્યોમ ઉજ્વળ બન્યું,
**પ્રેમી** શ્રીકૃષ્ણ ગોપી વધાવે.

જોડી સ્પેશિયલ જાનની, રાજપરોણા સાથ;
હથેવાળે વરવા ગયા, કૃષ્ણ દ્વારકાનાથ.

સૌરાષ્ટ્ર કેન્દ્રે પુર રાજકોટે,
થાયે સુલગ્નોત્સવ ઠાઠ મોટે;
સુશોભિત મંડપ વ્યાહ બાંધ્યો,
સુયોગ ગોંડલ પુર ભાવ સાંધ્યો.

ભૂપ ગોંડલ ભગવતતણાં, ભોજરાજ યુવરાજ;
લગ્ન કરે મન મગ્ન થઈ, રાજકોટ શુભ આજ.

ભાવેંદ્ર ભૂપાળ નૃપાળ શાણા,
આવ્યા લઈ રાજવી રાજ–રાણા;
સ્નેહિ સબંધી સજ્જનોય સાથે,
લેવા સુકન્યાતણું દાન હાથે.

કમનિય કૃષ્ણકુમારસિંહ, વિજયકુંવરબા સાથ,
શાસ્ત્રવિધિએ લગ્નથી, પરણ્યાં હાથોહાથ.



સપ્તપદિ સુર સાક્ષિએ, મંગળ ફેરા ચાર:
**પ્રેમી** પરસ્પર કર ગ્રહી, વરતાવ્યો જયકાર.
સૌભાગ્ય મેળવ્યું વડિલનું, ઇંદ્ર, ભાનુ, વિધિ, શીવ:
ધર્મ, ધરા, ધૃતિ, ધારણા, દઢતા, પ્રણય અતીવ.

  

કલ્યાણ થાઓ દિવ્ય દંપતિનું.
ઇચ્છિત પામો સુખ સંપતિનું;
ખીલો સુકીર્તિ તિથિ પૂર્ણતાએ.
**પ્રેમી** પ્રભુતા, યશમાળ ગાએ.

પ્રભાકરની પ્રભુતા, વિભુતા વિભુ, વિશ્વંભર વિશ્વે વખણાણી:
શિતળ શાંતિકર શશિ સુધાધર, પરહિત શ્વેત સુજ્યોત જણાણી.



અકળ કળા અવનિ કુદરતની, કવિ કલ્પના મહીં કથાણી
પ્રેમી પ્રભાશંકર પટણી મહિમા યશમાળ ન કોથી મપાણી.